# પંડિતજી!

# ફરી વિચાર કરો

## ૧૯૪૨ના ઑગસ્ટ પછી શું બન્યું?

લેખક:

ગંગાધર અધિકારી

## ગુજરાતી પ્રકાશન ૨૬ મું:

**પં**ડિતજી આપણા વતનના માનનીય નેતા છે. ૧૯૨૭ માં સોવિયેત સંઘ અને ત્યાર બાદ યુરોપ અને ચીનનાં પર્યટનો બાદ, તેમણે આપણા દેશની રાજકીય સુરતને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ આપવામાં અગ્રણી ભાગ ભજવ્યો છે. આપણી રાષ્ટ્રીય લડતમાં ઉદ્દામ બળોનો સમાવેશ કરવામાં તેમણે જહેમત ઉઠાવી છે.

હજી દેશને ગળે ગુલામીનો ભરડો જકડાઇ રહ્યો છે. એની સામે તમામ પ્રગતિશીલ બળોને એક કરી, સંયુક્ત રાષ્ટ્રીય મોરચો રચી આઝાદીની મજલે આગે બઢવાનું બાકી છે. એની મુખ્ય જવાબદારી પંડિતજીને શિરે છે, એટલી બીજા કોઇને શિર નથી.

ત્યારે, પંડિતજીએ એથી ઉલટી દિશામાં પગરણ માંડયાં છે. તા. ૨૩ મી જૂનને દિવસે તેમણે મુંબઈમાં પ્રેસ પરિષદ સમક્ષ કમ્યુનિસ્ટો વિષે ઉતાવળિયું નિવેદન કરી રાષ્ટ્રીય આઝાદીનાં જ બળોને એક બીજાથી દૂર અને અથડામણમાં મૂકવાનું કાર્ય કર્યું છે. એમના એ નિવેદન બાદ કમ્યુનિસ્ટ વિરોધી ઝેર જે રીતે, જે હદે ફેલાઈ રહ્યું છે, એથી પંડિતજીએ પોતે જાગ્રત થવાની, ફરી વિચાર કરવાની, ૧૯૪૨ ના ઓગસ્ટ પછી જે કાંઈ બન્યું તેની વધુ સ્વસ્થતાપૂર્વક વિચારણા કરવાની અમારી તેમને નમ્ર વિનંતી છે.

સાથો સાથ અમારી શ્રદ્ધા છે કે, જનતા વધુ તકેદાર બની, રાષ્ટ્રીય કટોકટીના દિવસોમાં કમ્યુનિસ્ટોએ અખત્યાર કરેલ રાષ્ટ્રીય હિતની નીતિની સામે ઉભા થયેલ વંટોળને દેશના હિતમાં શમાવી દેશે જ.

**આ** પુસ્તિકામાંનો ૧ લો લેખ લોકયુદ્ધ વષ ૪ અંક ૧ (તા. ૧–૭–૪૫) માંથી લીધો છે. બીજો લેખ પ્રથમ લેખના જ એક મહત્ત્વના મુદ્દાને વધુ વીગતે છણતો અગત્યનો હિસ્સો છે, જે પ્રથમવાર અહીં પ્રસિદ્ધ થાય છે.

તા. ૪–૭–૪૫

—ભોગીલાલ ગાંધી



કિંમત: ૨ આના
પ્રથમ આવૃત્તિ
જુલાઇ ૧૯૪૫

# પંડિતજી! ફરી વિચાર કરો–

## ૧૯૪૨ ના ઓગસ્ટ પછી શું બન્યું?

પંડિત જવાહરલાલ નેહરૂને તેમની જેલમુકિત બાદ તરતજ કેટલાક મિત્રો મળ્યા હતા. એમની સાથેની વાતોમાં પંડિતજીએ કહ્યું હતું કે, મેં મારા મનને ખુલ્લું રાખ્યું છે. છેલ્લાં ૩ વરસમાં હિંદ અને દુનિયા એટલી બધી બદલાઈ ગઈ છે કે કોઈ ચોક્કસ અભિપ્રાય યા ચુકાદો વ્યકત કરતાં પહેલાં મારે પરિસ્થિતિનો વધુ અભ્યાસ કરી લેવો જરૂરી છે.

આમ છતાં, જેલમાંથી બહાર આવ્યે હજી પૂરું અઠવાડિયું થયું નથી ત્યાં તો પંડિતજીએ સાવચેતી અને અભ્યાસની વાતોને વાયરે ઉડાવી દીધી છે. મુંબઈમાં તા. ૨૩ મી જુને પ્રેસ પરિષદ સમક્ષ તેમણે તેમના લાક્ષણિક આવેશમાં ઘસડાઈ જઈને આપણા આંદોલનના એક અત્યંત ચર્ચાસ્પદ અને ગંભીર મહત્ત્વના સવાલ પર—કોંગ્રેસ અને કમ્યુનિસ્ટોની નીતિ રીતિ અને સંબંધો પરત્વે—પોતાનો મત જાહેર કરી દીધો છે!

કોંગ્રેસ અને કમ્યુનિસ્ટોનો સવાલ માત્ર થોડીક વ્યકિતઓ અથવા તો જુથો યા કોઈ એકાદ પાર્ટીને જ લાગતોવળગતો સવાલ નથી- આપણા રાષ્ટ્રીય આંદોલન અને આપણા પ્રજા જીવનનો અત્યંત માર્મિક નિર્ણય એના ઉપર અવલંબે છે. છેલ્લાં ૩ વર્ષમાં આપણા દેશને માથે જે વીતક-કથાઓ ગુજરી ગઈ છે તેનું નક્કર મૂલ્યાંકન કરી સાચે માર્ગે જવું હોય તો કોંગ્રેસ-કમ્યુનિસ્ટ સમસ્યાની ગંભીર વિચારણા અનિવાર્ય છે. છેલ્લાં વરસ બે વરસ દરમિયાન જે ઝનૂનપૂર્વક આ બાબત ઉહાપોહ ચાલી રહી છે તેને વિષે એકદમ ઉતાવળિયો ફેંસલો આપી દઈને પંડિતજીએ પરિસ્થિતિને વધુ ગુંચવાવી છે. એટલું જ નહિ પણ, પંડિતજી પોતે જે હેતુઓ અને પ્રવાહોને અનિષ્ટ માને છે તેમને જ તો આથી ઉત્તેજન મળનાર છે.

# રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય હિતોની એકતા

પંડિતજીએ વધુ વિચારણાની તક માટે રાહ જોયા વિના જ કમ્યુનિસ્ટો વિષે જે ટીકા કરી છે તે આવી છે—

૧ કમ્યુનિસ્ટો આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય આદર્શો અને નીતિ વચ્ચે અથડામણ આવતાં રાષ્ટ્રીય ધ્યેયને છેહ દઈ આંતરરાષ્ટ્રીય નીતિ પાછળ ઘસડાઈ જાય છે; અને એમની આ આંતરરાષ્ટ્રીય નીતિ એટલે સોવિયેતની પરદેશ નીતિ.

૨ ૧૯૪૨ના ઓગસ્ટ પછી કમ્યુનિસ્ટો પ્રજાને પક્ષે રહેવાને બદલે 'સામી' બાજુ ગયા હતા.

૩ કમ્યુનિસ્ટોએ ઓગસ્ટ પછીની પરિસ્થિતિમાં રાષ્ટ્રીય હિતથી વિરોધી રીતે વર્તીને એમની જીંદગીની મહાન તક ગુમાવી છે.

*

પંડિતજીના મુખેથી નીકળેલા આ પ્રકારના આક્ષેપો ગંભીર વિચારણા માગી લે છે.

પંડિતજીએ કરેલા પ્રથમ આક્ષેપનો વીગતે વિચાર કરતાં પહેલાં **સિદ્ધાંત દષ્ટિએ પણ એ વાત સમજવી જરૂરી છે કે, સાચો રાષ્ટ્રવાદ કદી આંતરરાષ્ટ્રીયતાનો વિરોધી હોઈ શકે જ નહિ...તેવી જ રીતે સાચો આંતરરાષ્ટ્રવાદ કદી કોઇ પણ દેશના રાષ્ટ્રીય હિતનો વિરોધી હોઇ શકે જ નહિ. કેમ કે દુનિયાની તમામ પ્રજાઓનું હિત તો તમામ દેશોની આઝાદી અને શાંતિમાં જ છે. દરેકે દરેક દેશના મૂડીદારો, શોષકો જ પોતાના દેશનું હિત બીજા દેશની વિરૂધ્ધ અથડામણમાં જુવે છે.**

આ સિધ્ધાંત સમૂળગો ભૂલી જઇ પંડિતજીએ તાર્કિક વિરોધની દલીલ ઉભી કરી છે. ને હિંદી કમ્યુનિસ્ટોને માથે અણછાજતો આક્ષેપ ઓઢાડયો છે.

હકીકતની દષ્ટિએ જોઇએ તો ય આપણને જણાશે કે હિંદી પ્રજાનું હિત જગતની પ્રજાઓના આઝાદીથી જુદું હતું નહિ, ને છે નહિ. જગતની પ્રજાઓની મુક્તિની લડતમાં હિંદ પણ એક ભાગ રૂપ છે; ને એમાં જ એની મુક્તિ તથા સાચી શક્તિ રહેલી છે.

અમારે મન તો, પંડિતજીએ જ આ સત્ય વરસો થયાં હિંદની વિશાળ જનતા સમક્ષ રજુ કર્યું છે. દુર્ભાગ્યે પંડિતજી પોતે જ આજે એ સત્ય તરફ આંખો બંધ કરી, રાષ્ટ્રવાદ અને આંતરરાષ્ટ્રવાદ વચ્ચે તાર્કિક અથડામણ ઉભી કરી કમ્યુનિસ્ટોને માથે દોષ ઢોળી રહ્યા છે.

●

# કોંગ્રેસની યુદ્ધનીતિ

● પંડિતજી તથા આપણી જનતાને અમે યાદ આપીએ છીએ કે, ૧૯૪૧ ના ડિસેમ્બરમાં જ્યારે જપાન સામેના યુદ્ધનો, અને દેશની રક્ષાનો સવાલ મોખરે આવી ઉભો હતો ત્યારે કોંગ્રેસની કારોબારીએ, અને ખાસ કરીને પંડિતજીએ પોતે શું વલણ અખત્યાર કર્યું હતું ?

**હિટલરે સોવિયેત પર હલ્લો કર્યો અને જપાને પાસિફિકમાં હુમલો ઝીંક્યો એ પછી કોંગ્રેસના નેતાઓએ યુદ્ધ પરત્વેનું વલણ પલટયું હતું કે નહિ ? ૧૯૩૯-૪૦ માં યુદ્ધ પરત્વે તેમનું જે વિરોધી યા તટસ્થતાનું વલણ હતું તેમાં સંગીન ફેરફાર પડયો હતો કે નહિ ?**

**બારડોલીમાં મળેલી વર્કિંગ કમિટી** (૧૯૪૧ ડિસેમ્બર) અને ત્યાર બાદ ક્રિપ્સ દરખાસ્તો અંગેની વાટાઘાટો આપણને એ વાત

સાફ બતાવે છે કે, કોંગ્રેસે પોતાનું યુદ્ધ પરત્વેનું વલણ ચોક્કસપણે બદલ્યું હતું. એણે દુશ્મની, વિરોધ, યા તટસ્થતાના વલણને બદલે દૃઢ રીતે એવું વલણ અખત્યાર કર્યું હતું કે,

**૧. કોંગ્રેસ મિત્ર છાવણીનો વિજય ઇચ્છે છે.**

**૨. કોંગ્રેસને સોવિયેત અને ચીનની હમદર્દી છે. તેમને કોઈ કશું નુકસાન ન પહોંચે એ જોવા કોંગ્રેસ આતુર છે.**

**૩. જો રાષ્ટ્રીય સરકાર માન્ય કરવામાં આવે તો, કોંગ્રેસ આ યુધ્ધમાં મિત્ર છાવણીને પક્ષે ભાગીદાર બનવા આતુર છે.**

આનો સાફ અર્થ એટલો જ છે કે કોંગ્રેસે પોતાનું રાષ્ટ્રીય હિત ફાસિવાદ સામેના માનવ મુકિતના વિશ્વયુધ્ધમાં જ જોયું હતું; અને અન્ય રાષ્ટ્રોની જેમ તે ય મિત્ર છાવણીને પડખે ઉભીને લડવા તૈયાર હતી.

સિદ્ધાન્ત દૃષ્ટિએ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય હિતોની એકતા કોંગ્રેસને જણાઈ હતી. એને માટેની તક પણ તેણે જોઈ હતી.

આથી જ તો, જ્યારે ક્રિપ્સની દરખાસ્તો આવી ત્યારે કોંગ્રેસે યુધ્ધ સામેનો વિરોધ યા દુશ્મનીની ભાવનાને બદલે **રાષ્ટ્રીય સરકારની સાચી સત્તાની માગણી કરી હતી, કે જેથી દેશની યોગ્ય રક્ષા થઇ શકે ને દેશ મિત્ર-છાવણીમાં સક્રિય હિસ્સેદાર બની શકે.**

*

ઇતિહાસનો આ તબક્કો આપણને એ વાતની ખાત્રી કરાવી આપે છે કે કોંગ્રેસનું યુધ્ધ પરત્વેનું દૃષ્ટિબિંદુ બદલાયું હતું. સિધ્ધાંત દૃષ્ટિએ યુધ્ધને સાથ આપવા તેઓ તૈયાર હતા. પણ વ્યવહારૂ મુશ્કેલી જ આડે આવતી હતી કે રાષ્ટ્રીય સરકાર વિના રાષ્ટ્ર રક્ષા અને યુદ્ધ સહાય શક્ય નથી, ને બ્રિટિશ સરકાર એવી રાષ્ટ્રીય સરકાર આપતી નથી !

● આ મુશ્કેલી ગંભીર હતી, એ સાચું. પણ મુશ્કેલી કાંઇ સિધ્ધાંત ન બની શકે. મુશ્કેલી કાંઇ વિશાળ રાષ્ટ્ર અને આંતરરાષ્ટ્રીય હિતના સ્વીકારેલા સિધ્ધાંતને ફેંકી ન દઇ શકે.

પરંતુ આપણે પાછળથી જોઇએ છીએ કે કોંગ્રેસની નેતાગીરીમાં જ બે પ્રવાહો ચાલે છે. ૧૯૪૨ ના એપ્રિલ પછી એ બે પ્રવાહો વધુ ઉગ્ર બને છે. એક પ્રવાહના નેતા પંડિતજી પોતે છે. તેઓ આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય હિતની એકતાની સ્વીકારેલી દૃષ્ટિ દૃઢ રીતે રજૂ કરે છે. બીજો પક્ષ ગાંધીજી, સરદાર અને રાજેન્દ્રબાબુ વગેરેનો છે. તેઓ રાષ્ટ્રીય સરકાર ન મળે તો મૂળ પાયાની આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય હિતની નીતિમાં અથડામણ જુવે છે.

અને આ બંને પ્રવાહો વચ્ચેની ઉગ્ર અથડામણનું ચિત્ર આપણને અલ્હાબાદમાં મળેલી વર્કિંગ કમિટીની બેઠકમાં થયેલી ચર્ચામાં જોવા મળે છે.

ક્રિપ્સ દરખાસ્ત નિષ્ફળ ગયા બાદ પેદા થયેલી હાલતમાં ગાંધીજીએ ઘડેલા ઠરાવના મુદ્દાઓ એવા હતા કે—(૧) બ્રિટિશ સરકારે ઉચાળા ભરી ચાલ્યા જવું. (૨) બ્રિટિશ શાહીવાદને કારણે જ હિંદ યુધ્ધભૂમિ બની છે. (૩) આપણા દેશની મુકિત માટે કોઇ પરદેશી મદદની જરૂર નથી. (૪) હિંદને કોઈ દેશ સાથે ઝગડો નથી. (૫) જપાન હિંદ પર હલ્લો કરશે તો તે અહિંસક રીતે સામનો કરશે (૬) પરદેશી સોલ્જરો હિંદી આઝાદી માટે ભયરૂપ છે.

**આ ખરડા અંગે ખુદ પંડિતજીએ ટીકા કરતાં વારંવાર આ આખા દૃષ્ટિબિંદુનો વિરોધ કરી તેમાં ગંભીર ભય સ્થાનો બતાવ્યાં હતાં :**

> "આ ખરડામાં રજુ કરેલું દૃષ્ટિબિંદુ કોંગ્રેસની ૨૦ વરસની નીતિનું વિરોધી છે. આમાંથી તો મિત્ર દેશોના દિલમાં એમ થશે કે આપણે તેમના દુશ્મનો છીએ."

"આ આખા ખરડાની પૂર્વભૂમિકા એવી

છે કે અનિવાર્ય રીતે દુનિયા એમ વિચારશે કે આપણે ધીમે ધીમે ધરી રાજ્યોની તરફેણ કરી રહ્યા છીએ."

અને પંડિતજી વર્કિંગ કમિટીને યાદ આપે છે કે,

"આપણી એક સમુહ (મિત્ર છાવણી) પ્રત્યેની સહાનુભૂતિની દૃષ્ટિ તો આથી ડલ થાય છે." ×× "મિત્રરાષ્ટ્રો વિષેનું આપણું વલણ આ દૃષ્ટિબિંદુથી ફેરવાઈ જાય છે. મેં મારી જાતને તો એમની પ્રત્યેની ૧૦૦ ટકા સહાનુભૂતિથી બાંધી દીધી છે. એ સ્થિતિમાંથી દૂર હઠવું મારે માટે હું અપમાનભર્યું લેખું છું."

આથી ય આગળ વધી, પંડિત નહેરૂ એ વાત પણ સાફ સાફ કહે છે કે,

"આપણો સ્વાવલંબન અને સ્વ-રક્ષણનો કાર્યક્રમ સરકારને મદદરૂપ થાય છે, પણ એમાં તો આપણે શું કરી શકીએ? આપણે બ્રિટિશ યુદ્ધ પ્રયાસોને મુશ્કેલીમાં નથી મૂકતા, કેમકે એમ કરવા જતાં હલ્લાખોરને જ મદદ થનાર છે...."

●

# કોંગ્રેસ અને કમ્યુનિસ્ટોની દ્રષ્ટિની એકતા

● **આ**મ, આપણે એક વાત સાફ જોઈએ છીએ કે, કોંગ્રેસ કારોબારીમાં પંડિત જવાહરલાલ નહેરૂની દષ્ટિએ હજી પણ, ક્રિપ્સની દરખાસ્તો નિષ્ફળ ગયા બાદ પણ, રાષ્ટ્રીય હિતો ને આંતરરાષ્ટ્રીય હિતોની એકતા છે જ છે. સોવિયેત અને ચીન જેમાં શામેલ છે એ મિત્ર છાવણીના અહિતમાં કાંઈ પણ કરવું તે આપણા પોતાના જ સંરક્ષણ અને આઝાદીના પણ અહિતમાં છે, એથી તો માત્ર જપાની હલ્લાખોરને જ ફાવતું થનાર છે—આ દષ્ટિબિંદુ દીવા જેવું સાફ દેખાય છે. તેમના આ દષ્ટિબિંદુ અને કમ્યુનિસ્ટ દષ્ટિ-બિંદુ વચ્ચે કોઈ અથડામણ હજી તો દેખાતી નથી! કમ્યુનિસ્ટોની લોકયુદ્ધની નીતિ છેક ૧૯૪૨ ના ફેબ્રુઆરીમાં પૂરનચંદ્ર જોશીની પુસ્તિકા "ફોરવર્ડ ટુ ફ્રીડમ"માં તથા તે પહેલાં ૧૯૪૨ ના જાન્યુઆરીમાં વર્ધા એ. આઇ. સી. સી. વખતે રજૂ કરી હતી. અને કોઈએ તેને દેશ વિરોધી યા પરદેશી રશિયનનીતિ તરીકે વખોડી ન હતી.

આ પછી આપણે ખુદ ઓગસ્ટ ઠરાવ પર દષ્ટિપાત કરીએ. એમાં પણ યુદ્ધ પ્રત્યેની કોંગ્રેસની દ્રષ્ટિ સાફ છે. એમાં યુધ્ધમાં ભાગીદાર બનવાની આતુરતા રજૂ થઇ છે. જો હિંદનું હિત આ યુદ્ધથી પર અને વિરોધમાં હોત તો કોંગ્રેસ આવું વલણ સિધ્ધાન્ત દષ્ટિએ પણ લેત જ નહિ, એ સાફ છે.

ઓગસ્ટ ઠરાવ પર બોલતાં કોંગ્રેસ પ્રમુખ મૌલાના અબુલ કલામ આઝાદે ઉચ્ચારેલી વાણી તો દીવા જેવી રોનકદાર છે. તેઓ જણાવે છે કે—

> આ યુધ્ધમાં બે છાવણીઓ છે. એક છાવણી પ્રગતિ અને મુક્તિની છે; બીજી ફાસિસ્ટ પ્રત્યાઘાતની છે. હિંદ પ્રથમ છાવણીનો વિજય ઇચ્છે છે. હિંદ એની માનવશક્તિ અને સરંજામશક્તિ પ્રગતિને પક્ષે ઝીંકવા માગે છે. આ રીતે વર્તવાની તક મેળવવા ખાતર હિંદ રાષ્ટ્રીય સરકાર માગે છે.

પરંતુ આ હેતુ, આ સિદ્ધાન્ત જ્યારે અમલમાં મૂકવો મુશ્કેલ બને છે, જ્યારે રાષ્ટ્રીય સરકાર આપવા બ્રિટિશ શાહીવાદ ઈન્કાર કરે છે, ત્યારે કોંગ્રેસ આ પાયાના સિધ્ધાન્તને સુદ્ધાં ભૂલી જવા સુધી ઘસડાય છે! અને ઓગસ્ટ ઠરાવના છેલ્લા ભાગમાં આમ-સત્યાગ્રહની લડતની વાત કરી છે—ભલે પછી પરિણામ ગમે તે આવે.

# કોંગ્રેસ અને કમ્યુનિસ્ટોની નીતિનો ભેદ

કમ્યુનિસ્ટ પાર્ટી આની સામે અવાજ ઉઠાવે છે, ચેતવણીના શબ્દો ઉચ્ચારે છે—

ઓગસ્ટ ઠરાવની શરૂઆતમાં રજૂ કરેલી દ્રષ્ટિ અને નીતિવાળો આગલો ભાગ અને 'લડતનો સૂર......' રજૂ કરતો પાછલો ભાગ એ બે વચ્ચેનો વિરોધ તે બતાવે છે. અને યુદ્ધ પરત્વે વધુ નક્કર તથા ક્રિયાત્મક વલણ લેવા જણાવે છે.

બ્રિટિશ શાહીવાદ હિંદને આંતરરાષ્ટ્રીય મોરચામાંથી દૂર રાખી, યુદ્ધ બાદ પણ ગુલામ રાખવા માગે છે. ત્યારે હિંદની જનતાએ પોતાની આઝાદી માટે ફાસિવાદ સામેના વિશ્વમોરચામાં, જેમાં સોવિયેત અને ચીન છે તેવા પ્રાગતિક મોરચામાં શામેલ થવું રહ્યું. એ મોરચામાં પોતાની જાતને ખડી કરી દઈને, કોંગ્રેસ અને લીગ સમી દેશની મહાન સંસ્થાઓ એકત્ર થઈને પોતાના હાથમાં રાષ્ટ્રીય રક્ષાની લગામ લેશે તો બ્રિટિશ નોકરશાહીની બધી રમતને ખતમ કરી શકાશે. આઝાદીના આવા જાગતિક મોરચામાં શામેલ થનાર સંયુક્ત હિંદને યુદ્ધ અંતે ગુલામ રાખવાની કોઈની મજાલ નહિ રહે. બાકી, રાષ્ટ્રીય સરકાર મળે ત્યાં સુધી રાહ જોવી એનો અર્થ જ એ કે, દેશની રક્ષા માટે બેફિકર રહી, જપાનનો રસ્તો સરળ બનાવવો; જપાનના હાથ મજબૂત બનાવી, ધરી શક્તિની તાકાત વધારી ચીન અને સોવિયેત સામેની પાશવી તાકાતને વધારવી. અને હિંદ ? હિંદ પોતે પણ ફાસિવાદી ગુલામીના ખપ્પરમાં હોમાવું !

કમ્યુનિસ્ટોએ વીગતે સમજાવ્યું: "જપાન જ્યારે આપણી સરહદો પર ટાંપીને બેઠો છે, ત્યારે સત્યાગ્રહને માર્ગે રાષ્ટ્રીય સરકાર કે સ્વાતંત્ર્ય મેળવવું શક્ય નથી. જો આપણે અંધાધૂંધી દ્વારા સરકારી તંત્રને શિથિલ કરી નાંખીશું તો એ "ખાલી પડેલી જગા" જપાની સત્તાથી જ ભરાવાની. (પંડિતજીએ પોતે જ અલ્હાબાદ કોંગ્રેસ વર્કિંગ કમિટીમાં કહ્યું હતું!) અને જો આ તંત્રને ઉથલાવી પાડવામાં નિષ્ફળ જઈશું તો સરકારી દમન આપણે માથે ચઢી બેસવાનું. આમ, કોઈ રીતે આ માર્ગે ૨૦૦ વરસની ગુલામ જનતા મુક્ત બને એવી શકયતા જ નથી.

અને એ. આઈ. સી. સી. વખતે પંડિતજી તથા મૌલાના આઝાદે પણ ગંભીર ભયો સામે આંગળી ચીંધી જ હતી. પરંતુ આખરે 'જુગટું' ખેલવા સિવાય તેમને કોઈ માર્ગ દેખાયો ન હતો!

*

યુદ્ધ પરત્વે કોંગ્રેસ અને કમ્યુનિસ્ટ દષ્ટિબિંદુમાં પારાવાર સામ્ય હોવા છતાં, 'રાષ્ટ્રીય સરકાર નહિ તો...લડત—સત્યાગ્રહ'ના સૂત્રને કારણે ગંભીર ભેદ જન્મતો આપણે અહીં જોઈએ છીએ.

પરંતુ એમ છતાં એ દિવસોમાં કોઈએ એવું કહ્યું ન હતું કે આ વિરોધનું કારણ કમ્યુનિસ્ટો એમની નીતિ રશિયાની પરદેશ નીતિને આધારે ઘડે છે તે છે.

આમ છતાં, ૩ વર્ષને અંતે ખુદ પંડિતજી જ એવો આક્ષેપ કરે છે!

અહીં એમણે ઉલટું એ જોવું જરૂરી છે કે **કોંગ્રેસે અકળાઈ ઊઠીને બ્રિટિશ શાહીવાદની ઉશ્કેરણીના ભોગ બનીને, રાષ્ટ્રીય હિતની આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ છોડી દીધી હતી, ત્યારે કમ્યુનિસ્ટો ધીરજપૂર્વક એ જ રસ્તે આગળ ધપી રહ્યા હતા. સાચું પ્રજાકીય રાષ્ટ્રીય હિત સાચા પ્રજાકીય આંતરરાષ્ટ્રીય હિતથી વિરોધ નથી, એ સમજણ કમ્યુનિસ્ટોને દિલ દઢ હતી. તેથી જ તો શાહીવાદે રાષ્ટ્રીય સરકાર ન આપતાં ઉશ્કેરાઈને તેમણે રાષ્ટ્રીય આંતરરાષ્ટ્રીય હિતના પાયાનો સિદ્ધાન્ત જતો ન કર્યો.**

# બોઝ અને જયપ્રકાશની આંતરરાષ્ટ્રીય હિતોની વિરોધી નીતિ

હવે આપણે બીજા મુખ્ય મુદ્દાની ચકાસણી કરીએ.

૯ મી ઓગસ્ટ પછીનું કમ્યુનિસ્ટોનું વર્તન. બીજા આક્ષેપોનો વિચાર આગળ ઉપર રાખી સરકારી દમન અને પ્રતિકારની વાત પહેલાં વિચારીએ.

છેલ્લા ૩ વર્ષની અથડામણો દરમિયાન નોકરશાહી અત્યાચારો સામે જેમણે માથું ઉંચક્યું છે ને જેમને સહન કરવું પડ્યું છે, તેમને પંડિતજી ધન્યવાદ આપે છે; અત્યાચારોનો ખુલ્લી છાતીએ, ઊંચે મસ્તકે સામનો કરનાર બહાદરોને અંજલિ આપે છે, ત્યારે સૌ કોઈ દેશાભિમાની એમાં પોતાનો સૂર પૂરાવે છે; અમે પણ એ વીરોને અંજલિ આપીએ છીએ.

**પરદેશી દમનખોરો સામે હૈયામાં ધિક્કારની આગ ભરી, વીરતાનો પંથ અપનાવનાર માર્ગ ભૂલેલા વીરલાઓ માટે અમે મસ્તક ઝુકાવીએ છીએ.**

પરંતુ, અમે પંડિતજીને આખું ચિત્ર જોવા વિનવીએ છીએ. અમે પૂછીએ છીએ કે અનેક સાચદિલ દેશભક્તોને દેશરક્ષાના વિરોધી માર્ગે, જપાન આગમનના અનુકૂળ માર્ગે ધકેલનાર વ્યવસ્થિત જૂથો અને તેમની નીતિ વિષે આપને શું કહેવાનું છે? જેમણે જાણી બૂઝીને કોંગ્રેસને નામે પરિપત્રો ને પત્રિકાઓ કાઢીને, જેમના દિલમાં કોંગ્રેસનો ચિરાગ જલતો હતો તેવા ઉર્મિલ નવજુવાનોને આપઘાતને માર્ગે ધકેલનાર ફોરવર્ડ બ્લોક અને કોંગ્રેસ સમાજવાદી પક્ષોનું શું? જેમણે જપાનની વાટ જોઇ, તેના ઉપર પોતાની નીતિનો મદાર બાંધ્યો હતો તેવા બોઝ બાબુ અને જયપ્રકાશ નારાયણ વિષે શું? જેમણે આપઘાતની એ આગ પેટાવવા થાય તેટલા જાગ્રત પ્રયત્નો કર્યા હતા તે અચ્યુત પટવર્ધનનું શું?

આ પક્ષો, જૂથો ને નેતાઓ વિષે હજી શું પંડિતજીના દિલમાં શંકા છે? શું તેઓ હકીકતોથી પણ અજાણ છે?—

● ઓગસ્ટની ૧૫મીએ કહેવાતા **'કોંગ્રેસ બુલેટિન'** દ્વારા **ગાંધીજીને નામે** એવું જાહેર કરવામાં આવ્યું હતું કે, વાહન-વ્યવહાર, ઉત્પાદન બંધ કરી દેવામાં નહિ આવે તો ગાંધીજી મરણપર્યંત ઉપવાસ કરશે!

● **એ. આઈ. સી. સી.ને નામે** કોંગ્રેસ સમાજવાદી પક્ષે "ચાલ્યા જાવ"નો કાર્યક્રમ આપ્યો હતો તેમાં વાહન, તાર, ટપાલ, રેલવે વ્યવહાર અને કારખાનાં બંધ પાડવાં તથા સાર્વત્રિક હડતાલ પાડી યુધ્ધમાં દખલ પહોંચાડવા હાકલ કરવામાં આવી હતી. (સપ્ટેમ્બર ૨૦મી)

● **શોનાન રેડિયો પરથી** બોઝબાબુ અંધાધૂંધી મચાવવા રોજ રોજ 'પ્રેરણા' આપતા હતા.

● **જયપ્રકાશ નારાયણે** એમના "આઝાદીના યોધ્ધાને—" નામના બીજા પત્રમાં કહ્યું હતું કે,

"૯ મી ઓગસ્ટે શરૂ થયેલી રાષ્ટ્રીય લડતને કોંગ્રેસની માન્યતા નથી એમ કહેવું એ તો બીરૂતા જ છે." (ઓક્ટોબર ૧૯૪૩)

પણ હજી કદાચ પંડિતજીને એની ખાત્રી નહિ હોય કે જયપ્રકાશ, શ્રીમતી અરૂણા અસફલી, અચ્યુત પટવર્ધન વગેરે જેમણે ભાંગફોડ, અંધાધૂંધી, અને યુધ્ધ-દખલનો જે કાર્યક્રમ યોજ્યો હતો તેની પાછળ જપાનની વાટ જોવાની નીતિ હતી જ. પંડિતજીએ જાણવું જરૂરી છે કે **એમણે જપાનને શરણે જઇ બેઠેલા બોઝની અને જપાની મદદની પૂરેપૂરી આશા રાખી હતી.**

જયપ્રકાશ તેમના બીજા પત્રમાં (૧૯૪૩ ઓક્ટોબર) લખે છે: "હિંદની ધરતી પર ધરી રાજ્યો અને મિત્ર રાજ્યો વચ્ચે અથડામણ

થાય" તો આપણને સત્તા હાથ કરવાની તક મળે; માત્ર આપણે તૈયાર હોવા જોઇએ...પછી "સુભાષનું રાષ્ટ્રીય સૈન્ય આપણને ખપ લાગી જાય અને ટોજોને હિંદ પડાવી લેતાં રોકી શકાય..."

આ બધી ધારણાઓ નિષ્ફળ જતાં તેઓ કહે છે કે—

"આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં પલટો ન આવે, એટલે કે રશિયા અને જર્મની વચ્ચે સમાધાની ન થાય, ચીન અને જપાન વચ્ચે શાંતિ ન થાય, બ્રિટિશ ફોજ સારી પેઠે માર ન ખાય, હિંદની ધરતી પર યુદ્ધની નોબત ન ગાજે ત્યાં લગી આપણે કોઈ **મોટી ચીજ** કરી શકીએ એમ નથી."

હિંદમાં કોઈ '**મોટી ચીજ**' કરવા માટેની જયપ્રકાશની આ યોજના અને ધારણા કોઈ પણ રાષ્ટ્રવાદી તથા આંતરરાષ્ટ્રવાદીને શરમાવે તેવી નથી શું ?

*

કોંગ્રેસનું ગમે તેટલું રૂડું નામ લઇને પણ જો આવી દગાખોર નીતિ ઉપર જ 'લડત' અને 'ગેરિલા લડાઇ'ની વાતો કરવામાં આવે તો, વાસ્તવમાં તેનું કેવું પ્રજાવિરોધી ભયંકર પરિણામ આવે તે જોવા સમજવા માટે ભાગલપુર અને સતારાનાં ઉદાહરણો પૂરતાં છે. આ "ગેરિલા ટુકડીઓ" પ્રજાને લૂંટનારી ગુંડા ટોળીઓ બની ચૂકી હતી ! અને જનતાના પ્રેમ અને સાથને બદલે તિરસ્કાર અને શાપ જ પામી હતી.

અને પંડિતજીએ કોંગ્રેસની અંદર આ ઝેર કેટલી હદે ફેલાયું હતું તેનો ખ્યાલ લેવા માટે, હજી વધારે ચોંકાવનાર સમાચાર જાણવા જરૂરી છે. મુંબઈ કોંગ્રેસના નેતા એસ. કે. પાટિલ તે પૂરા પાડી શકે એમ છે. લડત નિષ્ફળ શાથી ગઈ, એનું કારણ બતાવતાં મુંબઈ પ્રાંતિક કમિટીના આ મંત્રી મહાશય કહે છે કે,

"આંતરરાષ્ટ્રીય જગતમાં અમે જે ઘટનાઓ બનવાની આશા રાખી હતી તે ન બની ! જપાની ફોજ આપણી સરહદ સુધી તો આવી, પણ ત્યાં જ રોકાઇ ગઈ !"

●

આ તમામ જૂથો અને તેમનાં કૃત્યો તથા તેમની જપાન પર આધાર રાખવાની નીતિ પ્રત્યેની પંડિતજીની મૂકતા અર્ધસંમતિની સૂચક છે એમ માનવા દેવા શું તેઓ તૈયાર છે ?

પંડિતજી અત્યાચારો સામે માથું ઉંચકનારા ને કુરબાન થનારા વીરોની પ્રશસ્તિ ગાય એ સ્વાભાવિક છે; પરંતુ માત્ર લાગણીવશ બની જવું કાંઇ યોગ્ય નથી. તેમની એ ફરજ હતી કે, દેશદાઝથી ભર્યા બહાદર જુવાનોને ભાંગફોડ, અંધાધૂંધી અને યુદ્ધ દખલને માર્ગે, જપાનના આગમનને માર્ગે ધકેલનાર જાગ્રત યોજનાબદ્ધ નેતાગીરીની નીતિ વિષે સ્પષ્ટ સ્પષ્ટ કહી નાંખે; અને કમ્યુનિસ્ટોએ એ આપઘાતની નીતિ સામે ઉઠાવેલી ઝુંબેશની યોગ્ય આંકણી કરે.

**બીજી બાજુ અને જયપ્રકાશની ઉપર દર્શાવી નીતિની સામે કમ્યુનિસ્ટ પાર્ટીએ શરૂઆતથી એકધારી રીતે રજૂ કરેલી નીતિ આ રહી—**

હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીના નેતા **પૂરનચંદ્ર જોશીએ** પરિસ્થિતિનું યોગ્ય બયાન આપતાં ૧૯૪૨ ના ઓકટોબરમાં લખ્યું હતું :

"શાહીવાદી સરકારે જનતાની મુખ્ય સંસ્થા કોંગ્રેસને કચડી નાખવા બીડું ઝડપ્યું છે. આથી દેશભરમાં જનતાનો સાહજિક રોષ ઉછળ્યો છે. માનીતા નેતાઓ વિનાની પ્રજાએ, પોતાને રાષ્ટ્રવાદનો પાઠ આપનાર અને દેશની આઝાદીની લડતની દોરવણી દેનાર સંસ્થાની રક્ષા અર્થે આવેશનો માર્ગ લીધો છે. (પીપલ્સ વોર : વર્ષ ૧ અંક ૯)

ત્યારબાદ, કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ કમિટીનો મેનિફેસ્ટો કહે છે—

"**પોલિસ અને ફોજની મદદ લઈ જનતાના ન્યાયી રોષને કચડી નાખવાનો પ્રયત્ન જ દેશભકતોને આંધળા વેર તરફ**

ઉશ્કેરવાનો માર્ગ છે. આને લીધે જ આઝાદીની તમન્ના ભાંગફોડદ્વારા વ્યકત થવા લાગી છે." (૧૯૪૨ સપ્ટેમ્બર)

આ જ મેનિફેસ્ટો આ આંધળાં કૃત્યોનાં દુષ્પરિણામો પણ ચીંધે છે—

"વ્યકિતગત ત્રાસવાદમાં પડવું, યા આતશબાજીની યોજના કરવી એ જનતા ઉપર દમન આમંત્રવા બરાબર છે. એને પરિણામે આખા દેશમાં હતાશાનું મોજું ફરી વળવાનો માર્ગ જ ખુલ્લો થાય છે. જેને લીધે છેવટે અસહાય પ્રજા જપાની હલ્લાખોર પ્રત્યે મુકિતદાતા તરીકે નિહાળવા લાગે છે."

*

પંડિતજીએ ઓગસ્ટ પછીના બનાવોની પાકી માહિતી મેળવી તેનો વધુ ઉંડો અભ્યાસ કરવાની જરૂર છે. એ પછી પોતાનાં હાલનાં મંતવ્યોને ફરી તોળી જોવાની પણ જરૂર છે.

●

# કમ્યુનિસ્ટોની ઓગસ્ટ પછીની પ્રવૃત્તિ...

પંડિતજી કહે છે કે, ૧૯૪૨ ના ઓગસ્ટ પછીની પરિસ્થિતિમાં કમ્યુનિસ્ટો રાષ્ટ્રહિતની વિરોધી રીતે ને 'સામા પક્ષ'ની (સરકારની) તરફેણમાં વર્ત્યા છે.

પંડિતજીનો આક્ષેપ કોઇ પણ રીતે ટકી શકે એમ નથી.

ઉલટું, કમ્યુનિસ્ટ પાર્ટીએ કોંગ્રેસ નેતાઓની ગેરહાજરીમાં જે કાર્ય કર્યાં છે તેને માટે કોઇ પણ દેશાભિમાની માથું ઉંચું રાખી શકે તેવાં છે. કોંગ્રેસની પ્રણાલિકા અને આદર્શોનો તેમણે વધુમાં વધુ અમલ કર્યો છે.

ટૂંકી માહિતી પૂરતી છે—

**સૌથી પહેલી વાત:**

દેશરક્ષા માટે રાષ્ટ્રીય સરકાર અનિવાર્ય છે; કોંગ્રેસની આ માગણીનો જનતામાં સૌથી જોરદાર પ્રચાર કરનાર કમ્યુનિસ્ટ પાર્ટી છે.

**શું પંડિતજી આને કોંગ્રેસ વિરોધી કાર્ય કહેશે?**

**બીજી વાત:**

નોકરશાહીએ કોંગ્રેસને બદનામ કરવા હિંદમાં ને હિંદ બહાર અખૂટ પ્રયત્ન કર્યો છે. એમેરી અને ચર્ચિલથી માંડી હિંદમાંના તેમના આડુતી ટોટેનહામ અને રોયિસ્ટોદ્વારા તેમણે થાય તે રીતે કોંગ્રેસને ફાસીવાદ તરફી ગણાવી સદાને માટે હડધૂતવા કોશીશ કરી છે. ત્યારે કમ્યુનિસ્ટો મોઢામાં તરણું લઈ એ પ્રચારમાં હાજીહા ભણતા ન હતા. પરંતુ કમ્યુનિસ્ટોએ એમની તમામ તાકાતદ્વારા એ આક્ષેપોનો જડબાતોડ જવાબ વાળ્યો છે. ટોટેનહામ અને એમેરીનાં જુઠાણાંને દેશ અને પરદેશમાં ખુલ્લાં પાડયાં છે. ને કોંગ્રેસની કીર્તિનો ધ્વજ ઉંચો ફરકાવ્યો છે.

**શું પંડિતજી આને કોંગ્રેસવિરોધી કહેશે?**

**ત્રીજી વાત:**

કોંગ્રેસના નેતાઓને ઝડપી લેવામાં આવ્યા તે પહેલાં, મુંબઇ એ. આઇ. સી. સી. વખતે મહાત્મા ગાંધીએ એમની એ મુરાદ જાહેર કરી હતી કે તેઓ જિન્ના સાહેબને મળી સમાધાન માટે વધુ પ્રયાસ કરી લેવા ઇચ્છે છે. પરંતુ સરકારે ગિરફતારી કરી એ તક છીનવી લીધી. કમ્યુનિસ્ટોએ ગાંધીજીના એ તાંતણાને આગળ ચલાવ્યો. કોંગ્રેસ અને લીગ આ દેશની બે મહાન સંસ્થાઓ છે. બંને એકત્ર થાય તો નોકરશાહીને નમાવી શકે, એ વિષે એમને શંકા ન હતી; 'અંધાધુંધી ને ભાંગફોડને છોડી

એકતાનું આ શસ્ત્ર અજમાવો. લીગ સાથે સમજુતી કરો. એવી સમજુતી સ્વ-નિર્ણયના ધોરણ ઉપર જ શકય છે.' તમામ કોંગ્રેસજનોને ગળે આ વાત ઉતારવા કમ્યુનિસ્ટ પાર્ટીએ લગાતાર જહેમત ઉઠાવી. બીજી બાજુ, લીગી-જનોમાં કોંગ્રેસ વિષેના ખોટા ખ્યાલો ભુંસી નાખવા તેણે એટલું જ કર્યું.

અને આપણે જોઈએ છીએ કે, પાછળથી ગાંધીજીએ તેમના ઉપવાસ દરમિયાન સ્વનિર્ણયના સિધ્ધાન્તને બહાલી આપી હતી; મુક્તિ બાદ રાજાજીની દરખાસ્ત રૂપે એ સિદ્ધાંતનો સ્વીકાર પણ કર્યો હતો.

**કમ્યુનિસ્ટોનો ગુનો એટલો જ કે એમણે એની ઝુંબેશ પહેલાંથી ઉપાડી હતી ?**

**ચોથી વાત :**

સરકારે દમન શરૂ કર્યું ને બોઝ તથા સમાજવાદી પક્ષે જપાનનો માર્ગ સરળ બને તેવી અંધાધૂંધી પેદા કરી. ત્યારે કમ્યુનિસ્ટોએ, આપે જે ત્રણ વરસ પહેલાં કહ્યું હતું તે જ કર્યું. 'સુભાષ બાબુ સૈન્ય લઇ આવશે તો હું એમનો સામનો કરીશ...કેમકે એ સૈન્ય ગમે તે હો, પણ જપાનની છત્રછાયા નીચે આવતું હશે...' આપે એ કહ્યું હતું. ને આપ જેલમાં ગયા. આપની ગેરહાજરીમાં જપાનને અનુકૂળ અંધાધૂંધીનો બોઝ-સમાજવાદીઓનો રીતસર કાર્યક્રમ રજુ થયો; દેશદાઝ ભર્યા જુવાનો એ કામ દેશદાઝનું જ છે એમ માની અંદર ઝંપલાવવા ને કુરબાન થવા લાગ્યા. ત્યારે નાના સુભાષોની સેનાની સામે કમ્યુનિસ્ટો જ તમામ જોખમો ખેડી લડયા હતા.

**શું આપનો જ આ આદેશ ન હતો ?**

**પાંચમી વાત :**

સરકારે દમન શરૂ કર્યું, તેની સામે વીર જવાનોએ માથાં ઉંચકયાં ને કુરબાનીઓ કરી માતાની કુખ ઉજાળી. ત્યારે કમ્યુનિસ્ટોએ પોતાની જાત બચાવવાનો માર્ગ ન હતો લીધો. ત્યારે કમ્યુનિસ્ટોએ દમને ચઢેલી નોકરશાહીના ગોળીબાર અને ઉશ્કેરાયેલી ને આડે માર્ગે વળેલી જનતાને બચાવવા માટે ઉમાભાઈ જેવા બત્રીસ લક્ષણાઓની કુરબાનીઓ કરી હતી. કોઈ પણ પ્રાંતમાં જુવો, અનેક કમ્યુનિસ્ટોને ગોંધી પૂરી દેવામાં આવ્યા હતા. જે બાલિયા જીલ્લાના અત્યાચારોની વાત પંડિતજી કહે છે, તે જ જિલ્લાના કમ્યુનિસ્ટ વીરોને જનતાને પડખે ઉભા રહેવા માટે તો જેલમાં ખોસી દેવામાં આવ્યા હતા. કમ્યુનિસ્ટ અખબારો ઉપર પ્રતિબંધ મૂકાયા હતા ને જામીનગીરી જપ્ત થઇ હતી. એટલું જ નહિ પણ આજ અરસામાં કય્યુર ગામના ચાર કિસાન કમ્યુનિસ્ટ બેટાઓને તેઓ લોકયુદ્ધમાં માનતા હોવા છતાં, ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા હતા ! ને અનેક કમ્યુ-નિસ્ટોને માથે જન્મટીપ યા ૧૦-૧૦ વરસની જેલ ઠોકાયેલી ઉભી જ હતી ! કમ્યુનિસ્ટોએ આ બધું છતાં આપઘાતની આગમાં ઝંપલાવી દેવાની ઘેલછા ન દર્શાવી; જનતાની પડખે રહી, નોકરશાહીની આગથી જનતાને બચાવવા, જનતાનો રોષ વહોરીને ય થાય તેટલું કર્યું.

**શું પંડિતજી આને રાષ્ટ્રીય હિતથી વિરોધી તરીકે લેખે છે ?**

**છઠ્ઠી વાત :**

બંગાળમાં એક એક મુડદાં પર હજાર હજાર રૂપિયાની કમાણી કરનાર કાળા બજા-રિયાઓને ભૂખમરા માટે મુખ્ય જવાબદાર ગણી ફાંસીએ ચઢાવી દેવાની પંડિતજી જાહેરાત કરે છે.

પંડિતજી જો એક વાર પણ બંગાળ જઈ આવશે યા તેના પૂરા હેવાલો સાંભળશે તો તેમને જરૂર માલમ પડશે કે જેનાથી આખી વર્કિંગ કમિટીનું દિલ હાલી ઉઠયું છે, તે માનવ સર્જિત બંગાળના દુકાળમાંથી જનતાને ઉગારવા માટે જો કોઈ પણ એક પક્ષે પોતાની સારી શકિત જોતરી દીધી હોય તો તે કમ્યુનિસ્ટ પક્ષે જ છે. જનતાને ભૂખ રોગમાંથી ઉગારી, નફેબાજો સામે જનતાને જાગ્રત કરી, રાશનિંગ માટે ઝુંબેશ

ઉપાડી કમ્યુનિસ્ટો જ્યારે બંગાળના શહેરો ને ગામડાંમાં જનતાની પડખે ઊભા હતા, ત્યારે જ જેને પંડિતજી "સાચી બાજુએ" માને છે તે કોંગ્રેસ સમાજવાદીઓએ અન્ન મેળવવા માટે રાશનિંગનો વિરોધ કરી, નફેબાજો અને કાળાં બજારનું જ અસ્તિત્વ ઈન્કારી, લૂંટ ફાટનો માર્ગ ચીંધ્યો હતો. અને એ જ ઉશ્કેરણીનો માર્ગ ટોકિયો રેડિયો ઉપરથી રોજ રોજ બોઝબાબુ ચીંધી રહ્યા હતા! એ દિવસોમાં આ કોંગ્રેસ સમાજવાદીઓએ ક્રાંતિ માટે ભૂખમરાની જરૂરની થિયરી ઊભી કરી હતી; ને ભૂખમરાને માટે માત્ર પરદેશી સરકાર, ફુગાવો, લશ્કર વગેરેને જવાબદાર ગણાવી આપણી પોતાની વચ્ચે છૂપેલા નફેબાજો (જેમને પંડિતજી ફાંસીને દોરડે લટકાવી દેવામાં પુણ્ય માને છે!) ને વધુ છુપાવવા ને બચાવવા તથા મજબૂત બનાવવા કોશીશ કરી રહ્યા હતા! એમને મન આ કોશીશથી જનતાની સામેની લડત સરકારની સામેની લડત બનતી હતી!

પંડિતજી!

આપની ગેરહાજરીનાં વર્ષોમાં સરકારી દમન, કોંગ્રેસની બદનામી, જપાન તરફી પ્રચાર ને તેને માટે અનુકૂળ માર્ગનો કાર્યક્રમ, તથા બંગાળનો દુકાળ ને સંઘરાખોરોની બોલબાલા, નોકરશાહી દમન અને અનાજ કાપડ તથા જીવનની જરૂરિયાતોમાં અંધાધૂંધી ને લાંચરૂશ્વતનું રાજ—આ મુખ્ય બનાવો હતા. આ તમામની સામે સતત રીતે, એક નિષ્ઠાપૂર્વક કમ્યુનિસ્ટો જ ઝૂઝયા છે; ને તે માટે તેમણે નોકરશાહી તરફથી દમન સહ્યું છે; અને ઉશ્કેરાઈ આંધળા બનેલા જૂથો તરફથી પણ ખૂની હુમલાના ભોગ બનવું પડયું છે; સોમેન ચંદા જેવા વીરલાઓની કુરબાનીઓ ધરવી પડી છે.

આપ જેમને 'સામી બાજુ' ગયેલા કહો છો એમની આ કુરબાનીઓ શું શુધ્ધ લોકહિતની ન હતી?

●

## કમ્યુનિસ્ટ વિરોધી નીતિની ગંભીરતા પિછાનો

પંડિતજી એક બાજુ કમ્યુનિસ્ટ પાર્ટીની શિસ્ત, કાર્ય શક્તિ, ત્યાગ વગેરેની પ્રશંસા કરે છે. ઉપરાંત, કમ્યુનિસ્ટ પાર્ટી—નવી જુવાન નેતાગીરી રૂપે આગળ આવી રહી છે, એમ પણ તેઓ જણાવે છે. બીજી બાજુ, એ પાર્ટીની નીતિ રશિયાની પરદેશ નીતિ ઉપર આધાર રાખનારી અને રાષ્ટ્રવિરોધી તથા 'સામી બાજુ'ને મદદ કરનારી છે એમ જણાવે છે!

જ્યારે દેશભરમાં એક એક મોરચે ભુક્કા બોલી રહ્યા હતા, જ્યારે લોકોનું મનોબળ સાવ હીન દશાએ પહોંચ્યું હતું ને જ્યારે દેશના રાજકીય પક્ષોમાં છિન્નભિન્નતા પ્રવેશી હતી, ત્યારે દેશહિતથી વિરોધી રીતે ને સરકારને મદદરૂપ થાય તેવી રીતે વર્તનારા પક્ષની શી દશા થાય તે જોવું હોય તો પંડિતજીએ રોય પાર્ટી તરફ નજર કરી લેવી જોઇએ.

પંડિતજીએ પોતાની જાતને પૂછવું જોઈએ કે, રશિયાની પરદેશ નીતિ પર આધાર રાખનાર અને રાષ્ટ્રહિતથી વિરોધી રીતે વર્તનાર પક્ષ આખા દેશની કારમી કટોકટી દરમિયાન પણ કદી વિકસી શકે ખરો? એના તો ઉલટા સૌથી પહેલા ભુક્કા બોલી જવા જોઈતા હતા!

બીજી વાત:

પંડિતજીએ એ વિચારવું જોઈએ કે, જેને પોતાના દેશની મહોબ્બત નથી, એ પક્ષ ગામડે

ગામડે ને શહેરે શહેરે ભટકીને જનતાનાં દુઃખોમાં ભાગીદાર બનવા આટઆટલી જહેમત ઉઠાવે ખરો ?

**ત્રીજી વાત :**

પંડિતજીએ જાતે એ વાત વિચારવી જરૂરી છે કે, પરદેશ–ભકિતથી ભરેલા દેશદાઝ વિનાના લોકોમાં ત્યાગ, કુરબાની, ધગશ, બુદ્ધિ તથા ચુનંદી કાર્યશકિત આવે જ ખરી ? અને આવે તો એવા લોકો રાષ્ટ્રવિરોધી પક્ષમાં પડયા રહે ખરા ? આ પાર્ટીમાં કોંગ્રેસના પુરાણા ઉચ્ચ કક્ષાના કાર્યકરોથી માંડી, જૂના ક્રાંતિકારી જોગીઓ અને નૂતન બુધ્ધિશીલ પ્રોફેસરો, લેખકો કલાકારોથી માંડી કિસાન કામદાર અને મધ્યમ વર્ગમાંનાં ઉચ્ચ તત્વો છેલ્લા ૩ વર્ષ દરમિયાન મોટા પ્રમાણમાં જોડાયાં છે, એ હકીકત શું પંડિતજીના લક્ષ બહાર છે ?



**ખરેખર એ દુઃખની બીના છે કે** પંડિતજીએ આવે કટોકટીને સમયે કમ્યુનિસ્ટ વિરોધી ઝંડો હળવે દિલે ઉઠાવ્યો છે. આજે તો તેમની પાસે એવી અપેક્ષા રાખવામાં આવે છે કે, આ દેશનાં તમામ પ્રગતિશીલ બળો અને પક્ષોને એકત્ર મોરચા રૂપે ખડા કરવાનું ભગીરથ કાર્ય તેઓ હાથ ધરશે. આજે એવા એકત્ર મોરચા દ્વારા આપણા છિન્નભિન્ન દેશને પુનઃવ્યવસ્થિત કરવાની કેટકેટલી જરૂર છે ?

પંડિતજીએ એ જોવું જરૂરી છે કે, ૧૯૪૨ ના ઓગસ્ટ પછીની ગલત નીતિને કારણે આજે આપણા દેશની શી દુર્દશા થઇ છે—

● **આપણું આર્થિક જીવન સંઘરાખોરો અને નફોબાજોને હાથે ખતમ થઈ રહ્યું છે.** કાપડ અને અનાજનો દુકાળ વિશાળ શ્રમજીવી જનતાને ભીંસી રહ્યો છે. આવી તૂટી રહેલી આર્થિક પરિસ્થિતિમાં આપણે યુરોપી યુદ્ધ પછીની નવી બેકારીનો સામનો કરવાનો આવ્યો છે.

● **આપણું રાજકીય જીવન ટુકડે ટુકડા થઈ રહ્યું છે.** કોંગ્રેસ અને લીગ વચ્ચેનો વિખવાદ હજુ ચાલુ છે. અને એ બંને કમ્યુનિસ્ટ પાર્ટી સામે કમ્મર કસી રહ્યા છે. વધુમાં, જેમના પાયા પર સારા રાષ્ટ્રની એકતા રચવાની છે તે ખુદ કોંગ્રેસ અને લીગની અંદર યે ભાગલા પડયા છે ને ઝગડાનાં બી વવાયાં છે.

● **આપણા મધ્યમવર્ગનું નૈતિક મનોબળ** સાવ હીન દશાએ પહોંચી ગયું છે. કુટુંબજીવનથી માંડી, કેળવણીનાં ક્ષેત્રો અને બજારો સુદ્ધાંમાં નીતિ જેવી કોઈ ચીજ જાણે રહી નથી. દરેક વ્યકિત પોતાના સ્વાર્થ સિવાય અને આંધળી કમાણી કરવા સિવાય કશાનો વિચાર જ ન કરે, એવી શરમજનક મનોદશા સાર્વત્રિક બની છે.

કોઇ પણ એક મહાન વ્યકિત કે પક્ષની એકલાની તાકાત નથી કે આ દુર્દશામાંથી દેશને ઉગારે. તમામે તમામ પ્રગતિશીલ બળોની એકતા વિના આપણો આરો નથી. પંડિતજી જો કેવળ આવેશો અને પૂર્વગ્રહોથી જ વર્તશે તો આ મહાન કાર્યને તેઓ ન્યાય નહિ આપી શકે.

આથી જ તો અમે પંડિતજીને વિનવીએ છીએ કે, ખુલ્લા મને પરિસ્થિતિનો ઉંડો અભ્યાસ કરો અને આપણી પ્રજાના એક પ્રગતિશીલ નેતા તરીકે તમામ બળોને જીતી લઇ તેમને એકત્ર કરવાના કાર્યમાં આગે બઢો.

# ૨

# રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય નીતિ

**દેશના ઈતિહાસનાં છેલ્લાં ત્રણ વરસ દરમિયાન કમ્યુનિસ્ટોએ ભજવેલા** ભાગ અંગે બોલતાં પંડિત નહેરૂએ એક ઘણું ગંભીર વિધાન કર્યું હતું. કમ્યુનિસ્ટોની નીતિની કસોટી માટે તેમણે એક 'સિદ્ધાંત' રજુ કર્યો હતો. તેમણે કહ્યું હતું કે જ્યારે કોઇ પણ દેશનાં રાષ્ટ્રીય હિતો આંતરરાષ્ટ્રીય હિતો સાથે અથડામણમાં આવતાં હોય ત્યારે તે દેશની પ્રજાએ આંતરરાષ્ટ્રીય હિતોને બાજુ પર રાખી રાષ્ટ્રીય હિતોને પ્રથમ સ્થાન આપવું જોઇએ.

પંડિત જવાહરલાલ નહેરૂએ રજુ કરેલ આ "સિદ્ધાંત" ઉપર ઉપરથી જોતાં તો તદ્દન સાચો લાગે છે. પરંતુ એક સવાલ ઉઠાવતાં જ આ "સિદ્ધાંત"ની પોકળતા ખુલ્લી પડી જાય છે. સવાલ સાદો જ છે—એવી આંતરરાષ્ટ્રીયતા તે કઈ હોઇ શકે કે જે પોતાના દેશનાં હિતો સાથે અથડાતી હોય? વસ્તુત: એ તે કદી બનવા જોગ છે કે કોઈ પણ દેશનાં રાષ્ટ્રીય હિતો આંતરરાષ્ટ્રીય હિતો સાથે અથડામણમાં આવી શકે?

● એ વાતનો કોણ ઇન્કાર કરી શકે તેમ છે કે કોઇ પણ દેશનાં રાષ્ટ્રીય હિતો એટલે એ દેશની જનતાનાં જ હિતો હોઈ શકે.

● સાથે સાથે એ વાતનો પણ ઇન્કાર કરી શકાય નહિ કે સાચાં આંતરરાષ્ટ્રીય હિતો દુનિયાભરની, વિશ્વના દેશદેશની જનતાનાં હિતો જ હોઇ શકે.

● એ બે વાત સમજ્યા પછી ત્રીજી વાત પણ એટલી જ સ્પષ્ટ બને છે કે દુનિયાના બધા દેશોની જનતાનું હિત એક જ છે. સમગ્ર દુનિયાની જનતા આર્થિક તથા રાજકીય આઝાદી પ્રાપ્ત કરવા ઇચ્છે છે તથા હર પ્રકારના શોષણનું નામોનિશાન મીટાવવા ચાહે છે. આ ઉદ્દેશ બીજા દેશોને ગુલામ બનાવી કે એનું શોષણ કરી પૂરો થઇ શકે તેમ નથી. સાચી વાત તો એ છે કે જુદા જુદા દેશોની જનતા એક બીજા સાથે સહકાર સાધી, ખભેખભા મીલાવી આગળ બઢે તો જ આ ઉદ્દેશ પાર પડી શકે તેમ છે.

**એટલે સાચાં રાષ્ટ્રીય હિતો અને સાચાં આંતરરાષ્ટ્રીય હિતો અથડામણમાં આવી શકે જ નહિ. દુનિયાની બધી પ્રજાઓનો ઉદ્દેશ એક છે. જનતાની આઝાદીની સેના એક જ છે. જુદા જુદા દેશની રાષ્ટ્રીય સેના એ મહાન આંતરરાષ્ટ્રીય સેનાના જુદા જુદા ભાગ જ છે.**



## હિંદની આઝાદીનો સંગ્રામ વિશ્વની જનતાની આઝાદીના સંગ્રામનો એક ભાગ છે

**છેક ૧૯૩૬ થી પંડિત નહેરૂ પોતે જ આપણને કહી રહ્યા હતા કે હિંદી** આઝાદીનો સંગ્રામ વિશ્વ જનતાની આઝાદી સંગ્રામનો એક ભાગ છે. આપણે તો હરેક ડગલે એ બે લડાઈઓ સાથે લડવાની છે. અને જ્યારે પંડિતજી આમ કહેતા ત્યારે એનું કારણ એ નહોતું

કે "આંતરરાષ્ટ્રીય"ની વાતો કરવાની ફેશન થઈ પડી હતી. પણ એનું કારણ તો એ હતું કે **બીજા દેશોની જનતાની મદદથી જ હિંદી આઝાદીનો દિવસ નજીક આવી શકે તેમ છે. દુનિયાની જનતાથી અલગ પડી જતાં તો આપણું પોતાનું આઝાદી આંદોલન પણ ભયમાં આવી પડે તેમ છે એ વાતની પંડિતજીને ખાત્રી હતી.**

અને આ જ કારણથી દરેક દેશમાં જનતાના દુશ્મનો વિશ્વ જનતાની એકતાને પોતાનો મૃત્યુઘંટ સમજે છે. જુદા જુદા દેશોના દેશભક્તોની વચ્ચે સંશય તથા વહેમનાં બી રોપવા, તેમના વચ્ચે ગેરસમજુતી ફેલાવવા ખોટો પ્રચાર કરવા તથા આંતરરાષ્ટ્રીય સંયુક્ત મોરચાને તોડવા તેઓ નિશદિન પોતાની સર્વશક્તિ લગાવી કામ કર્યા કરે છે. દરેક યુગમાં, દરેક દેશમાં પ્રજાના દુશ્મનોની આ જ યુક્તિ હોય છે.

> જ્યારે કોઈ પણ દેશનાં હિતો તથા આંતરાષ્ટ્રીય હિતો વચ્ચે અથડામણ દેખાય ત્યારે દેશભક્તોએ એમ માની નહિ બેસી રહેવું જોઈએ કે એમ તો થયા કરે. પણ એમણે એ વાત સમજવા કોશીષ કરવી જોઈએ કે **આપણી કાંઈ ભૂલ તો થતી નથી ને? આંતરરાષ્ટ્રીય હિતોને સમજવામાં આપણે ભૂલ કરી છે કે પછી આપણી રાષ્ટ્રીય નીતિમાં કાંઈ દોષ છે?**

પરંતુ પંડિતજી પોતાને આવી અથડામણ દેખાય ત્યારે તે અથડામણને સાચી માની લઈ રાષ્ટ્રીય હિતોને આગળ ધરે છે, ટૂંકમાં, પંડિતજીને મન આંતરરાષ્ટ્રીયતા તો એક ભાવના, એક કલ્પના, એક વિચાર જ છે. દુનિયાભરની જનતાના સામ્રાજ્ય—વિરોધી આઝાદી મોરચા તરીકે તેઓ તેને નથી જોતા. એવી જ રીતે તેઓ જ્યારે રાષ્ટ્રીય હિતોની વાત કરે છે ત્યારે પણ તેમને મન રાષ્ટ્રીયતાની ભાવના જ મુખ્ય હોય છે. ને ત્યારે રાષ્ટ્રીય આંદોલનના મુખ્ય ધ્યેય—જનતાની આઝાદીને એટલી વાર ભૂલી પણ જાય છે! પરિણામ એ આવે છે તેઓ પોતાને માટે એક એવો સિધ્ધાંત ઘડી કાઢે છે કે એ ઈતિહાસ અને વાસ્તવિકતાની સરાણ પર નકલી તથા ખોટો પૂરવાર થઇ તૂટી જાય. આ વિષે લાંબું વિવરણ કરવાની આવશ્યકતા નથી. ખુદ પંડિતજીએ જ પોતાના એ "સિધ્ધાંત"ના અનુમોદનમાં આપેલ દાખલાઓ પર નજર કરતાં જ એ વાત જણાઈ આવશે.



# જનતાનાં રાષ્ટ્રીય હિતો અને આંતરરાષ્ટ્રીય હિતો અથડામણમાં આવતાં જ નથી

**પોતાના સિદ્ધાંત માટે ઈતિહાસની સાક્ષી દેતાં પંડિતજી કહે છે કે એક વખત** એવો હતો જ્યારે આંતરરાષ્ટ્રીય હિતોની દૃષ્ટિએ સોવિયેત સંઘના સહકારમાં ફાસિવાદી વિરોધી મોરચો રચવો આવશ્યક હતો; પણ ત્યારે બ્રિટનનું હિત એ વખતે એ હતું કે હિટલર તથા મુસોલિનીને પ્રસન્ન રાખવા! ને બ્રિટને આંતરરાષ્ટ્રીય હિતોને જતાં કરી રાષ્ટ્રીય હિતોને પ્રથમ સ્થાન આપ્યું.

આજે જ્યારે પંડિતજી આવી વાત કરે છે ત્યારે અજબ આશ્ચર્ય થાય છે! એ વાત દીવા જેવી સાફ બની ગઈ છે કે **હિટલર મુસોલિનીને ખુશ કરવામાં બ્રિટિશ જનતાનું નહિ પણ બ્રિટનના અતિશય પ્રત્યાઘાતી મૂડીદારોનું હિત હતું. બ્રિટનની એ વખતની નીતિ, બ્રિટિશ જનતાની રાષ્ટ્રીય નીતિ નહોતી પણ ચેંબરલેઇન ટોળ-**

કીની સ્વાર્થી નીતિ હતી. એ વાત પણ આજે કેટલી સ્પષ્ટ છે કે ચેંબરલેઈનની એ "રાષ્ટ્રીય નીતિ"થી વિશ્વની તથા ખુદ બ્રિટનની જનતાનું પારાવાર નુકશાન થયું છે ?

એ દિવસોમાં જવાહરલાલજી બ્રિટન ગયા હતા. ત્યાં તેમણે જાહેર વ્યાખ્યાનોમાં તથા તે પછી પોતે લખેલ પુસ્તકમાં ચેમ્બરલેનની એ નીતિની ભારોભાર નિંદા કરી હતી. બ્રિટનના સાચા સમાજવાદીઓ તથા કમ્યુનિસ્ટોએ આંતરરાષ્ટ્રવાદની વિરોધી એવી ચેમ્બરલેનની આ "રાષ્ટ્રીય" નીતિને અપવાની નહોતી. પોતાની જનતાનાં હિતોને મદદરૂપ થાય તેવી રીતે આ "રાષ્ટ્રીય નીતિ"ને બદલવા તેઓ કોશીષ કરી રહ્યા હતા. આજે અમે પંડિત જવાહરલાલ નહેરૂને યાદ કરાવીએ છીએ કે તેમના એ કાર્યમાં તમે પણ ઓછી મદદ નહોતી કરી !

ત્યારે સત્ય શું છે ?

સત્ય એ છે કે, ચેંબરલેઇનની નીતિ બ્રિટિશ જનતાની રાષ્ટ્રીય નીતિ નહોતી. એ નીતિ તો હતી બ્રિટિશ સામ્રાજ્યવાદીઓની; ને તેથી દુનિયાની જનતાનાં હિતો તેમનાં હિતો સાથે અથડાય તેમાં નવાઈ ન હતી. પણ સોવિયેત સંઘની નીતિ અંગે એવું બનવું અશક્ય છે. સોવિયેત રાજ જનતાનું રાજ છે; એનાં તથા દુનિયાની જનતાનાં હિતો એક છે. સોવિયેતની નીતિ તથા આંતરરાષ્ટ્રીય જનતાની નીતિ કદી વિરોધી હોવી સંભવિત નથી.

૧૯૩૯–૪૦ માં શાહીવાદીઓ પ્રચાર કરતા હતા કે જર્મની સાથે બિન–આક્રમણના કરાર કરી સોવિયેત રશિયાએ આંતરરાષ્ટ્રીય હિતોને અભેરાઇ પર ચડાવી રાષ્ટ્રીય હિતોને પ્રથમ સ્થાન આપ્યું છે. પણ આજ તો તેમની પણ મગદૂર નથી કે એ આરોપનું ફરી ઉચ્ચારણ કરી શકે—તેવી ઘડીએ પંડિત નહેરૂએ એ આરોપ રજુ કર્યો છે.

કોને ખબર નથી કે ૧૯૩૯ માં બ્રિટન તથા ફ્રાંસના ફાસિવાદ–તરફી ચેમ્બરલેન–દલાદિયર સમા શાહીવાદીઓએ ફાસિવાદ—વિરોધી મોરચો ઘડવો અશક્ય બનાવી દીધો હતો. સોવિયેત રશિયાએ લાખ લાખ પ્રયાસ કર્યા પણ હિટલર વિરોધી મોરચામાં શામેલ થવા તેઓ તૈયાર નહોતા. ઉલ્ટાનું તેમની ઇચ્છા તથા યોજના તો એવી હતી કે હિટલર સોવિયેત રશિયા પર હુમલો કરે. સોવિયેત રશિયા એકલું લડી, નષ્ટ થઈ જાય. દુનિયાના કટ્ટર મૂડીવાદીઓ જગતના એકના એક જનતાના રાજ્યને ખતમ કરવા આવી ચાલ રમે તેમાં નવાઈ શી ? ને ત્યારે સોવિયેત રશિયાએ જર્મની સાથે બિન–આક્રમણના કરાર કરી આ ચાલને ધૂળ ભેળી કરી હતી. આમ, પોતાની વિરૂધ્ધ થતા મોરચાને તોડી સોવિયેત રશિયાએ પાછળથી લડાયેલા ઈતિહાસના અનન્ય વિજયી જંગની તૈયારી કરી હતી. ઘડીભર વિચાર કરો—જો ત્યારે સોવિયેતને પોતાની તૈયારી માટે આટલો વખત ન મળ્યો હોત તો ? આજે યુરોપની જનતા શી હાલતમાં હોત ? અરે ખુદ હિંદી જનતાની શી દશા હોત ?

આમ આ બિનઆક્રમણના કરારો સોવિયેતનાં રાષ્ટ્રીય હિતો માટે જરૂરી હતા એટલું જ નહિ પણ આંતરરાષ્ટ્રીય જનતાના હિતો માટે પણ જરૂરી હતા.

એ બિનઆક્રમણના કરારથી ચેંબરલેઇન દલાદિયેરની શાહીવાદી ચાલ ખુલ્લી પડી ગઈ. ૧૯૩૫થી આ પ્રત્યાઘાતીઓ હિટલર–તરફી અને સોવિયેતની દુશ્મનીથી ભરેલી બ્રિટન–ફ્રાંસની પ્રજાની હિત–વિરોધી જે નીતિ અજમાવી રહ્યા હતા તે ખુલ્લી પડી ને તેનો અંત નજીક આવ્યો. સોવિયેતની નીતિ બ્રિટન અને ફ્રાંસની જનતાનાં હિતો સાથે અથડામણમાં નહોતી આવી, ઉલ્ટાની મદદરૂપ બની હતી.

એ કરારથી બીજું પરિણામ પણ એ આવ્યું કે, જર્મની–ઇટલી–જપાન ત્રિપુટી પર

મરણિયો ફટકો પડયો. દુનિયાની પ્રગતિશીલ ચળવળોને કચડી દેવાના ઉદ્દેશથી આ ત્રણ દેસન યુદ્ધખોર પ્રત્યાઘાતીઓએ "એન્ટી—કોમિન્ટર્ન પેકટ" કર્યો હતો ! સોવિયેત રશિયાએ એક જ ઝાટકે આ પાપી મોરચાને તોડી પાડયો. આમ સોવિયેતની નીતિથી આખા જગતના દુશ્મનોની છાવણીનો એક જબરજસ્ત ટેકો ખરી પડયો. એટલે અંશે હિટલરશાહીની હાર થઈ; ને જગતની પ્રજાનું ઉજળું ભાવિ નજીક આવ્યું.

ત્રીજી વાત :

આ કરાર થયા પછી યુરોપના નાના નાના દેશોને પોતાની આઝાદી ટકાવી રાખવાની તક પ્રાપ્ત થઇ. કરાર થયા પછી હિટલરે પોલાંડ પર હુમલો કર્યો. શાહીવાદી ચેંબરલેઇન-દલાદિયેરે પોલાંડને મદદ ન કરી ને છ દિવસમાં પોલાંડ તૂટી પડયું. ત્યારે સોવિયેતની નીતિને પ્રતાપે હિટલરને અરધે રસ્તેથી અટકી જવું પડયું. બાલ્કન-બાલ્ટિકના નાના દેશો યુદ્ધમાંથી થોડોક સમય બચી ગયા. દરમિયાન, પરસ્પર સહાય અને દોસ્તીના કરારો કરી પોતાના ભાવિને સુદૃઢ બનાવવાની સોનેરી તક તેમને પ્રાપ્ત થઇ.

ટુંકમાં, આ કરારરૂપી એક જ કાંકરે સોવિયેતે હિટલરી ફાસિવાદી મુરાદ ઉપર, ચેંબરલેન દલાદિયરની શાહીવાદી ચાલ ઉપર—એટલે કે જગતની જનતાના જીવન સાથેની મેલી રમતો ઉપર મરણતોલ ફટકો વીંઝયો હતો.



# સોવિયેત તમામ દેશોની આઝાદી વાંચ્છે છે

● **સોવિયેત રશિયા સમાજવાદી મુલ્ક છે. એના પોતાના અસ્તિત્વ માટે** તથા દુનિયામાં સમાજવાદનો વિજય થાય એ માટે, એટલે કે દુનિયાની જનતાનાં હિતો માટે એ જરૂરી છે કે જેમ બને તેમ જલદી દુનિયામાંથી શાહીવાદીઓની તાકાત ખતમ થઈ જાય. આથી તો, સોવિયેત રશિયાનાં હિતો અને દુનિયાની જનતાનાં હિતો એક જ બને છે. આથી જ તો, સોવિયેત રાજ્ય દુનિયાભરનાં આઝાદી આંદોલનોને મદદ કરવા મથે છે; જુદા જુદા દેશો સાથે સમાનતાના ધોરણ પર દોસ્તીના સંબધો બાંધે છે; તથા તેમના સહકાર વડે ફાસિવાદીઓ તથા શાહીવાદીઓની યુધ્ધ કરવાની ચાલોને નિષ્ફળ બનાવી દુનિયામાં શાંતિ કાયમ કરવા ઝૂઝે છે.

● એવી જ રીતે જુદા જુદા દેશોની જનતાનાં હિતો માંગે છે કે સ્વતંત્રતાના દોસ્ત સોવિયેત સંઘ તથા દુનિયાનાં બીજાં પ્રગતિશીલ બળોનો સહકાર મેળવી તેઓ પોતાની આઝાદી હાંસલ કરે ને તેની રક્ષા કરે.

આ જ કારણે દુનિયાની જનતાની આઝાદીના દુશ્મનો, પોતાનાં સ્વાર્થી હિતો તથા સામ્રાજ્યો ટકાવી રાખવા મથતા શાહીવાદીઓ તથા તેમના દલાલો આ સાચી નીતિના સમર્થકો તથા ખાસ કરીને કમ્યુનિસ્ટોને મોસ્કોના દલાલ કહી ભાંડે છે. આમ કરી દુનિયાની આઝાદી પસંદ પ્રજાઓના મોરચામાં ફાટફૂટ પાડવા, તેને નબળો બનાવવાની તેમની મુરાદ છે.

શાહીવાદીઓની આ ચાલ યુરોપના જે જે દેશોમાં સફળ થઈ હતી એ બધા દેશો હિટલરના ચરણે વધેરાઇ ગયા હતા એ વાત જાણીતી છે. જ્યાં જ્યાં પ્રત્યાઘાતી મૂડીવાદીઓ દેશભકતો વચ્ચે કુસંપ ફેલાવવામાં તથા સોવિયેતથી એ દેશને અલગ રાખવામાં સફળ થયા ત્યાં

ત્યાં હિટલરી ગુંડાઓનું રાજ્ય થયું હતું.

આ તો જાણીતી વાત છે. સાથે સાથે એ પણ એટલી જ જાણીતી વાત છે કે યુરોપના એ દેશોના દેશભક્તો નાઝી દમનની ચક્કીમાં પીસાતાં પીસાતાં પોતાની ભૂલ સમજ્યા. કમ્યુનિસ્ટોએ નાઝીઓ સામેના સામના આંદોલનનાં પગરણ માંડયાં; બીજા દેશાભિમાની પક્ષોએ એમને પગલે ચાલી, એમની સાથે હાથ મીલાવ્યા. હિટલરી યુરોપના દેશે દેશમાં રાષ્ટ્રીય સંયુક્ત મોરચાનું ઘડતર થયું; ગેરિલા દળો સ્થપાયાં તથા કમ્યુનિસ્ટોએ તથા બીન-કમ્યુનિસ્ટોએ પડખોપડખ જાન ન્યોચ્છાવર કરી પોતાના ધગધગતા લોહીથી આઝાદીના અમર લેખ લખ્યા.

આજે યુરોપના એક એક દેશમાં કમ્યુનિસ્ટ પાર્ટી ખૂબ જ શક્તિશાળી બની છે. પોતાના રાષ્ટ્રીય જીવનમાં તેઓ મુખ્ય સ્થાન ભોગવે છે. જો કમ્યુનિસ્ટો મોસ્કોના દલાલ હોત તો તેઓ આટલા શક્તિશાળી શી રીતે બની શકત ? જનતા તેમને આવડું પીઠબળ શે આપત ? જો કમ્યુનિસ્ટો સોવિયેત રશિયાની પરદેશ નીતિ મુજબ જ પોતાની નીતિ ઘડતા હોત તો પંડિતજી, યુરોપની જનતાના આઝાદી સંગ્રામમાં તેઓ આવડો ફાળો શું કરવા આપત ? યુરોપના બધા દેશોમાં જનતાનો સંગીન પ્રચંડ સંયુક્ત મોરચો રચવામાં તેઓ સફળ કેવી રીતે થાત ?

**કમ્યુનિસ્ટોને જનતાએ ટેકો આપ્યો હતો એનું કારણ એ જ હતું કે તેમની નીતિ સાચી રાષ્ટ્રીય નીતિ હતી. પોતાના મુલ્કોને આઝાદ કરવામાં તેમને સફળતા મળી કારણ તેમની નીતિ સાચી આંતરરાષ્ટ્રીય નીતિ હતી.**

આ વાત એટલી સાચી ને સરળ છે. હજુ તાજો-આજનો ઈતિહાસ જ એ કહી રહ્યો છે. આ વાત પંડિતજીને કહેવાની જરૂર પણ ન પડવી જોઈએ. શું પંડિતજી યુરોપના પાછલાં ત્રણ વરસના ઇતિહાસથી અણજાણ છે? એ એમ હોય તો તેમણે યુરોપના એ મુક્તિ આંદોલનનું પ્રમાણિક બયાન જેમ બને તેમ જલ્દી જાણવું ઘટે અથવા તો એક વાર યુરોપ જઈ તેઓ પોતાની જાતે જ નવ સર્જિત યુરોપને નીહાળી આવે.

● **અમારી તેમને એટલી જ વિનંતી અને આગ્રહ છે કે ભારતની જનતાની આઝાદીને ખાતર, દુનિયાની જનતાની આઝાદીને ખાતર શાહીવાદીઓના મેલા પ્રચારને ફરી ફરી ન ઘૂંટશો કે કમ્યુનિસ્ટો મોસ્કોના દલાલ છે તથા તેમની નીતિ સોવિયેત રશિયાની વિદેશ નીતિ મુજબ ઘડાય છે.**

## દેશ ભરમાં–પાંચ ભાષાઓમાં થઇ જેની પોણો લાખ નકલો ખપી ગઇ છે તે

### આજના સૌથી વધુ ચર્ચાસ્પદ વિષયની આલોચના

# કોંગ્રેસ અને કમ્યુનિસ્ટ

૧ રાષ્ટ્રીય આંદોલન અને કમ્યુનિસ્ટો

૨ લોકયુધ્ધ અને હિંદી જનતા

૩ આઠમી ઓગસ્ટનો ઠરાવ

૪ ૯ ઓગસ્ટ પછીના બનાવો

૫ કમ્યુનિસ્ટ વિરોધી જેહાદના નેતાઓની નીતિરીતિ

૬ ઓગસ્ટના ઠરાવના અમુક ભાગનો
વિરોધ કમ્યુનિસ્ટોએ શા માટે કર્યો?

૭ જનતાને કઇ સેવાની જરૂર છે?

૮ કમ્યુનિસ્ટો વિરૂધ્ધની સંગઠન–યોજના

૯ આમ–સંસ્થાઓ અને કમ્યુનિસ્ટો

વગેરે પ્રકરણો તથા અનેક પરિશિષ્ટો સહિત :

લેખક : **પૂરનચંદ્ર જોશી**

**કિંમત ૬ આના**



# દેશની આઝાદી માટે ફરી મળો

**કોંગ્રેસ અને લીગની દૃષ્ટિ, નીતિ અને ધ્યેયની ચર્ચા તથા ઉકેલની ચાવી**

લેખક : **પૂરનચંદ્ર જોશી**

**કિંમત ૮ આના**

---

શરફ અથર અલીએ, ધી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઈનરોડ, મુંબઈ ૪. થી છાપી, લોક પ્રકાશન ગૃહ, રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિધ્ધ કર્યું.